ૐ

તત્સત્પરમાત્મને નમઃ

# પીતૃભક્ત શ્રવણ

## નાટકના ઑપેરા.

શ્રી આર્ય નીતિ સુબોધ નાટક સોસાયટી માટે


રચનાર

ગણપતરામ બેચરભાઈ ભટ્ટ [illegible]



છપાવી પ્રસિદ્ધ કરનાર

ચુનીલાલ સાંકળચંદ ગાભાવાળા.

[illegible]

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦





અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરીભાઈ હલપતરામે પોતાના "ગ્રંથાલય" પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૭૦ સને ૧૯૧૪

કીમત રૂ. ૦-૨-૦.

પ્રેમાનંદ કવીશ્વરે, ગુર્જુરી ગીરાની ગાદી

સ્થાપન કરીને વાણી ગુર્જરી ગજાવી છે

સાંભળ ને દયારામે માતૃ તણુ માન ભજી

ગુર્જરી પ્રજાની સાચી સેવા તો બજાવી છે

કવીવર દલપતે યથાશક્તી બેળુ કરી

સાચવી શોભાવી કાવ્ય લગની લગાવી છે

આજ ગણુપતરામે ઇશને નમાવી શીશ

ગુર્જરી વાણી રાણીની વકીલાત સાધી છે

ગણુપતરામ જેઠાભાઇ ભટ્ટ.

ૐ શ્રીપરમેશ્વરાય નમઃ

# પીતૃભક્ત શ્રવણ.

## નાટકનો ટુંકસાર.-



### અંક પહેલો.



સુત્રધાર, નટી—ઇશ્વર સ્તુતિ, વસ્તુસુચન
તથા બાળાઓનું ગાયન.

પ્ર. ૧ લો-અયોધ્યા નગરીમાં શરયુ તટે નીવાસ કરનાર શાન્તન ઋષિ તથા જ્ઞાનવતી ઋષિ પત્નિના ઉદરથી ઉત્પન્ન થયેલો શ્રવણકુમાર પોતાના મકાનમાં માતા પિતાનું પુજન કરી આરતી ઉતારે છે. ત્યાં દુર્ગાપ્રસાદ તથા તેની સ્ત્રી મંછાબાઇ તેનો પુત્ર ઠંઠનપાળ વિગેરે અન્યજન સમાજ વર્ગમાં ઠંઠનપાળની ઉદ્ધતાઇ અને શ્રવણની પીતૃભક્તિનો ઉપદેશ.

પ્ર. ૨ જો-ઠંઠનપાળ પોતાના મકાને આવી ડોસા ડોસીને તીરસ્કાર આપે છે, તેવામાં પરગામથી શ્રવણનો સાળો અલબેલારામ

આવી પોચતાં તેની બેન પ્રભાવતીને પીયેર તેડી જવાનું સમજાવી શ્રવણના મકાન તરફ જાય છે.

પ્ર. ૩ જો–શ્રવણ માતપિતાને હીંદોળામાં પધરાવી ઝુલાવે છે. ત્યાં ઠંઠનપાળ તથા અલબેલારામ આવી પ્રભાવતીને તેડી જાય છે.

પ્ર. ૪ થો–વીણાધર નામનો મહંત સાધુ છોકરાઓને સાધુ બનાવી લઇ જાય છે. ત્યાં જીવણ તથા ગરબડના પિતા આવી પોતાના છોકરાની માગણી કરે છે. શ્રવણકુમાર દશરથરાજાની કચેરીમાં માતપિતાની આંખોને સારી કરવા માટે દવાનું પુછવા જાય છે સંત તથા શ્રવણનો વાદવીવાદ પીતૃભક્તીના પ્રમાણો સાંભળી સંત બીણાધર હાર પામી ચાલ્યો જાય છે.

પ્ર. ૫ મો–દુર્ગાપ્રસાદનું ઘર મંછાડોશી દેવ શેવા કરે છે ત્યાં ઠંઠનપાળ તથા તેની સ્ત્રી લાડવહુની વાતચીત, ડોશીની શીખામણ. દેવશેવા ટાંકામાં નાખી ઠંઠનપાળ લાડવહુની આરતી ઉતારે છે.

પ્ર. ૬ ઠો–દશરથરાજાની કચેરી વસીષ્ટ તથા શ્રવણનો સંવાદ માતા પીતાની આંખો સારી થવા માટે અગ્નીદેવે આપેલા શ્રાપ નીવારણનો અડસટ તીરથની યાત્રાનો ઉપાય સમજી માતા પીતાને યાત્રા કરાવાનો ટેક લઇ શ્રવણ સ્વઘરે જાય છે.

પ્ર. ૭ મો–અલબેલારામની માને મંગળાવહુ નચાવે છે, અલબેલારામ પરગામથી પ્રભાવતી સાથે આવી ચડે છે, સાસુને દુઃખ દેનારી મંગળા સંતાઇ જાય છે.

પ્ર૦ ૮ મો—જીવણરામ, ગરબડ, રસ્તામાં વાતચીત કરે છે, શ્રવણ દશરથ રાજાની કચેરીમાંથી આવે છે, પીતૃભક્તનો ઉપદેશ આપે છે. કાવડ બનાવવાને કેવળરામ સુતારને સમજાવી ગરબડને પીતૃભક્તીનો ઉપદેશ આપી સ્વગ્રહે જાય છે, પાછળથી ઠંઠનપાળને છટકેલી લાડવાઈની ગમ્મત.

પ્ર૦ ૯ મો—દશરથરાજા, શ્રવણની પીતૃભક્તિનાં વખાણ કરી વસીષ્ટમુની સાથે વાર્તાવિનોદ કરે છે, બહારથી ડુંડી પીટનારનો અવાજ સંભળાય છે. શ્રવણ માતાપીતાને યાત્રા કરવા જતો સાંભળી રાજા તથા ગુરૂ બન્ને શાન્તન ઋષિના આશ્રમે શ્રવણ દ્વારે જાય છે.

પ્ર૦ ૧૦ મો—શ્રવણ માતાપીતાને યાત્રા લઇ જવાની તૈયારી કરે છે, ત્યાં બ્રાહ્મણો નગરજનો, મહારાજા દશરથ, ગુરૂ વસીષ્ટ વગેરે આવે છે. પીતૃભક્તિમાંજ આનંદ માનનાર શ્રવણ સર્વને પીતૃભક્તિનો મહીમા સમજાવી માતાપીતાને કાવડમાં બેસારી કાવડ કાંધે ધરી યાત્રાર્થે વીદેશ નીકળે છે.

ડ્રોપ.

# અંક બીજો.

પ્ર. ૧ લો–પ્રયાગરાજ્યમાં માતાપીતાને સ્નાન કરાવી ત્રીવેણીના સંગમ ઉપર બ્રાહ્મણોને દક્ષણા આપતાં પૈસા ખુટી જવાથી યમુનાજી પાસેથી સોનામોરો મેળવી બ્રાહ્મણોને દાન અને પીતૃભક્તિથી પ્રસન્ન થયેલા યમુનાજીનો આશીર્વાદ.

પ્ર. ૨ જો–પ્રભાવતીને પુત્ર જન્મના આનંદ પછીથી પોતાના સાસરે જવાની તૈયારી અલબેલારામના સ્નેહને વશ થઈ, શ્રવણ પુત્ર કનકકુંવરને મોસાળમાં મુકી પ્રભાવતી જાય છે પાછળથી અલબેલારામનાં સાસુ સસરા આવી રંગતાળી ગાય છે. ને મંગળાવહુની માનતા પુરી કરે છે.

પ્ર. ૩ જો–સાધુ થયેલા, જીવણરામની સતિ સ્ત્રી માલતી પોતાના સ્વામી વિયોગથી ચિન્તા કરે છે. પ્રભાવતી આવી મળે છે. ને પોતાના સ્વામીને યાત્રાએ ગયેલા જાણી યાત્રાના સ્થળમાં શોધવા નીકળે છે, માલતીના કહેવાથી જીવણરામને વીણાધરના મંદીરે શીખામણ આપી સુધારવા જાય છે. ઠંઠનપાલની ઉદ્ધતાઇને સતિનું અપમાન કરવાથી પ્રભાવતી શ્રાપ દે છે ઠંઠનપાલને કોઢ નીકળે છે.

પ્ર. ૪ થો–જગન્નાથજીના મંદીરે માતાપીતાનું પુજન કરતા શ્રવણને રાજા તથા પૂજારી વીગેરેનો સંવાદ. પીતૃભક્ત સર્વોપરી ધર્મ છે તેના પ્રમાણો શ્રીજગદીશ પ્રગટ થઇ શાક્ષી પુરે છે, રાજા શીષ્ય થાય છે શ્રવણ કાશી તરફ વીદાય થાય છે.

પ્ર. ૫ મો—વીણાધરના મંદીરે, રહેલો જીવણરામ મજુરી કરવાના કંટાળાથી સમજી શ્રવણની પાસેથી ઉદેપશ પામવા ઢોંગી ગુરૂનો ત્યાગ કરી કાશી તરફ જાય છે, પાછળથી માલતી તથા પ્રભાવતી આવી વીણાધરને ઉપદેશ આપી કાશી તરફ યાત્રાર્થે જાય છે.

પ્ર. ૬ ઠો—દુર્ગાપ્રસાદના મકાને, ઠંઠનપાળને કોડ નીકળેલા જોઇ છટકેલી લાડવહુ ઠંઠનપાળને તજી નાશી જાય છે ઠંઠનપાળ સ્ત્રીના તીરસ્કારથી કંટાળી માતપીતાની સેવા સાચી સમજી શ્રવણ પાસે ઉપદેશ લેવા જાય છે.

પ્ર. ૭ મો—જંગલમાં શ્રવણ પાસે દેવીઓ બળીદાન માગે છે, શ્રવણની કસોટી થતાં પતૃભક્તિથી પ્રસન્ન થઇ ચંડીકા આશીશ આપે છે.

પ્ર. ૮ મો—જંગલમાં લાડવહુ એકલી વીચાર કરે છે. પ્રભાવતી માલતીનો મેળાપ થાય છે, લાડવહુને સુધારી કાશી તરફ લઇ જાય છે.

પ્ર. ૯ મો—રસ્તામાં જીવણરામ તથા ઠંઠનપાળનો મેળાપ થતાં પીતૃભક્તનો ધર્મ સમજવા, ઉમંગથી શ્રવણની શોધમાં કાશીજી તરફ જાય છે.

પ્ર. ૧૦ મો—શ્રીકાશીવિશ્વનાથના મંદીરે, શાસ્ત્રીઓ સંન્યાસીઓ કાશીરાજા સાથે પીતૃભક્તનો સંવાદ ઠંઠનપાળ જીવણરામનો મેળાપ સતિ પ્રભાવતી માલતી લાડવહુ સવ સ્વામી મેળાપથી આનંદ પામે છે, શ્રવણ વિશ્વનાથની સ્તુતિ કરતાં. કાશીવિશ્વનાથ પ્રગટ થઇ, પીતૃભક્તનો વીજય સમજાવે છે.

ટેબ્લો.

# અંક ત્રીજો.

પ્ર૦ ૧ લો–અલબેલારામ મંગળાવહુને, વહુરા વીલાશાનું અંતર ચોપડાવી ચાબુકથી સમજાવી શીખામણ આપી સુધારે છે.

પ્ર૦ ૨ જો–બદ્રીકેદારમાં યાત્રા પુર્ણ થવાની વાણી બદ્રીકેદાર તરફથી સાંભળતાં શ્રવણ હર્ષ પામે છે, પ્રભાવતી બરફમાં ગળે છે, સતી ધર્મનો વિજય સંભળાવી પ્રભાવતી ફરીથી પ્રાપ્ત થવાનો આશીર્વાદ મેળવી કાવડ લઇ શ્રવણ સરયુ કીનારે આવી પહોંચે છે.

પ્ર૦ ૩ જો–ઠંઠનપાળ, જીવણીયો, લાડવહુ, માલતી વીગેરે પોતાના સ્વગ્રહ તરફ શ્રવણ ગુણગાન કરતા વીદાય થાય છે.

પ્ર૦ ૪ થો–દુર્ગાપ્રસાદ તથા મંછાડોશી ઠંઠનપાળની રાહ જુએ છે ત્યાં સર્વે આવી મળે છે, જીવણરામનો પીતા આવી જીવણને પોતાને ઘેર લઇ જાય છે.

પ્ર૦ ૫ મો–સરયુના કીનારા ઉપર ઉપવનમાં માતા પીતાને લઇ શ્રવણ પ્રવેશ કરે છે, ત્રશા લાગવાથી પાણી પાવાને માટે ઝારી લઇ શ્રવણ જળ ભરે છે, દશરથનું બાણ વાગવાથી શ્રવણનું મર્ણ, દશરથ યમરાજનો સંવાદ ઇંદ્રનું પ્રગટ થવું. બ્રહ્માની સ્તુતિ, શંકરની આજ્ઞા, વિષ્ણુભગવાન આવી શ્રવણને સજીવન કરી માતપીતાનો અંધાપો દૂર કરે છે, પ્રભાવતી મેળાપ, વિષ્ણુ પીતૃભક્ત ધર્મ પાળવા માટે, દશરથગ્રહે, પુત્ર ભાવે પ્રગટ થવાનું શ્રવણને વચન આપી શ્રવણ નક્ષત્રમાં, શ્રવણદેવનો નીવાસ કરાવે છે. છેવટનો આનંદ.

# પાત્રોનાં નામ.



**શ્રવણ**—પીતૃભક્ત દેવીપુત્ર.

**શાન્તવન ઋષિ**—શ્રવણના પિતા.

**જ્ઞાનવતી**—શ્રવણનાં માતા.

**પ્રભાવતી**—શ્રવણની સ્ત્રી.

**દુર્ગાપ્રસાદ**—ઠંઠનપાળના પીતા.

**ઠંઠનપાળ**—દુર્ગાપ્રસાદનો પુત્ર.

**જીવણરાય**—વલભદાસનો પુત્ર.

**મરઘઠ**—માધવનો પુત્ર.

**અંબાબાઇ**—ઠંઠનપાળની માતા.

**લાડવહુ**—ઠંઠનપાળની સ્ત્રી.

**માલતી**—જીવણરાયની સ્ત્રી.

**વીણાધર**—મંદીરનો મંહત સાધુ.

**દશરથ**—અયોધ્યાપતિ મહારાજા.

**વસીષ્ટ**—રઘુવંશના ગુરૂપદ પામેલા મહા ઋષિ.

ચોપદાર, વારાંગનાઓ, અન્યવર્ગ, વીગેરે.



# પીતૃભકત શ્રવણ

## નાટકનાં ગાયનો.

---

### અંક ૧ લો.

---

**સુત્રધાર—** ૧

મંગલ ગાઓ ગાઓ ગુણગણ
માત પીતા પદ ભકિત ધારી—મંગલ૦
જનની જનક પૂજન અતિ પાવન
અભીનવ વરદાયક ત્રીભુવનમાં
સગુણ બ્રહ્મ સાચે સાચે
પાવન પરમ સુખ ધામ નામ—મંગલ૦

**નેપથ્યમાં—** ૨

પીતા સત્ય પરીબ્રહ્મ પ્રમાણો
આધ શકિત જનુનીને જાણો
ગુણ ગણ તેના ઉરમાં આણો
સહુથી મોટા દેવા
હું શ્રવણ કરીશ સાચે સાચે મુજ માતપીતાની સેવા

આબાઓ— ૩

ધન્ય છે પીતૃભક્ત પુત્ર દૈવી કુંવરે કહાવે
દૈવી કુંવર કહાવે જેની તુલ્યના ન થાવે—ધન્ય.
સંસાર માંહી સાચો એવો માતને વળી તાત છે
દેવના પણ દેવ એવો શાસ્ત્રમાં સિદ્ધાંત છે—ધન્ય.
જાણો સકળ તીર્થ સાર માનો સ્વર્ગ કેરૂં દ્વાર
વેદ વિમળ યશ ગાવે જેની—

શ્રવણ— ૪

જનની જનક દેવા જય જય-જનની૰
માત પીતા દ્વય મુરતી સગુણ બ્રહ્મ જેવા—જય૰
પિતા બ્રહ્મ પરીબ્રહ્મ મહા માયા માતા (૨)
શિવ વીરંચી વરદાયક પીતુ રૂપ પ્રખ્યાતા—જય૰
અડસઠ તીરથ પ્રમાણ માત પીતા પદમાં (૨)
પરીપુરણ પદ જાણું વૈકુંઠની હદમાં—જય૰

અલબેલારામ, ઠંઠનપાળ— ૫

ચાલ કરૂં જઈ ખાસ ઝપાટો મારૂં સપાટો
આવ્યા અલબેલારામ (૨)
અરે હું તો રોફમાં ચાલીશ આમ વધારીશ વાતમાં મોટા દમામ
આંધળા મુજને આવ્યો જાણીને કરશે સો સૌ સલામ—ચાલ
જરૂર જઈને નવા જુની કરવી તેની ચિંતા કાંઇ તારે ન ધરવી
ઝાઝી બનેવાની એવી શીખામણ આપીશ તાકી તમામ
જોજે ભાઇ તે ઘડી મારો દમામ—ચાલ.

**શ્રવણ—** ૬

હીંડાળા હરખથકી હું ઝુલાવું પ્રેમેરે મારાં માતપીતા પધરાવું—હીં.

રેશમની ગાદીને રેશમના તકીયા સુંદર સજ્યા સજાવું—હીં.

કેશર ચંદન અંગ ચરચાવું અંતરના હોજ ઉડાવું—હીં.

**પ્રભાવતી, શ્રવણ—** ૭

નથી મનડું ધીરજ ધરતું સેવા તજી સ્વામી તણી

જરી કર ન ફીકર પ્રિય તું સીધાવો સતી પીયર ભણી—નથી.

ચંદ્રની પ્રીતિ ચકોરી તજે નહિ ચાતક સ્વાતી જળ વીસરે નહી

મને ગમતું નથી જવું દુર સેવા તજી—નથી.

શાણી સોચ હૃદય નવ ધરશો જઇ માતાની સેવા કરજો

વળજો વહેલાં જરૂર સીધાવો સતિ પીયર ભણી—નથી.

**વીણાધર—** ૮

ભજન કૃષ્ણચંદ્ર અભીરામ, નામ એ સત્ય સમજેરે ભાઈ

બધી ખટપટ છોડો ખોટી સાચાએ શ્યામ સમજેરે ભાઇ

માલ ખજાના મંદીર મોટાં મનગમતા હીંચોળા

જમડા પકડી લઇ જવાના, એ મોટા વરજોગા—ધામએ૦

લખ ચોરાસી ભટકી પામ્યો મનુષ્ય જન્મ હીરો

ફોગટ મર્કટ મણી ગુમાવે તેમ તું પડશે વીલો—ધામએ૦

**કંઠનપાલ, લાડવધ, મંછાડાશી--૯**

જય જય જય મારી શામળી સીતા
તારી આરતી ઉતારૂં હું ગીતાં ગીતાં—મારી **શામળી૦**
પરણ્યા પછીથી આજ પહેલી પુજા છે
તારી પુજાની માંહી માનું મઝા છે
નિર્લજ ધીક્કાર ફુજેતીની ધજા છે
ના ગમે તો જાને આથો મારી રજા છે
માફ માફ માફ મારી ગુણીયલ ગીતા—તારી૦

**દરબારીઓ--** ૧૦

નૃપમણી જય વિજયકાર
વિજય ભૂમંડળમાં સદાય--નૃપમણી૦
જામો ત્રીભુવન કીર્તી અપાર
ઈંદ્રપદ ભુમીપર રઘુ દરબાર
સૂર્યવંશ પ્રતાપ છાપ
અરી બળ મર્દન માન આપ—નૃપમણી૦

**કંચનીયો—** ૧૧

ધ ની સા સા મ ગ રે સા રે પ મ પ મ ગ રે મ ગ રે સા
ની ધ ની ધ પ મ પ મ ગ મ ગ રે સા ધ ની રે સા સા
ધ ની સા ની સા રે સા રે ગ રે ગ મ ગ મ પ
મ પ ધ પ ધ ની સા ની ધ ના સા
સા સા મ ગ રે સા ની ધ મા સા મ ગ રે સા
સા ની ધ ની ધ પ ધ પ મ પ મ ગ મ ગ રે સા રે ની સા સા
ગ મ પ ધ ની ધ સા ની ધ પ મ પ ની ધ પ મ ગ રે મ ગ રે સા—ધની૦

**મધુરી કાશી--** ૧૨

અલબેલારામનાં શાણાં શેઠાણી મંગળાવહુ પટરાણીરે-વાગે રણુઝણીયું (૨)
ઝીણી ઝીણી જાતના શાળુ મંગાવો, કસબની કોરો મુકાવોજી
ઉમંગે ઓઢીને ફરશે પનોતાં મંગળાવહુ પટરાણીરે—વાગે૦
ઝીણી ઝીણી ઘુઘરીનાં ઝાંઝર મંગાવો ફૂલને કાંબી ઘડાવોજી
પહેરીને ઠમકે ભરશે પાણી, મંગળાવહુ પટરાણીરે—વાગે૦
ઓલી મંગળાવહુ પટરાણીરે--વાગે રણુઝણીયું૦

**સાંકરચુ--** ૧૩

છોને કહે છટકેલી પીટયા મને છોને કહે છટકેલી
હું તો ફેશનમાં ઘેલી બનેલી--પીટયા મને૦
બાગ બગીચાની સહેલ, બહુ સુંદર જાણે શું ઘરમાં ગોંધેલી
સુંબઈનો હલવો ને સુરતની ઘારી તાજી તાજી ખાઉં પેંડી-પીટયા૦
સાટીનની સાડીઓ કસબી લગેલી કોર, શમણું નહીં કોઈએ દીઠેલી
પોલકાંને ચોળીઓનો પાર નથી મારે, સટકે લુટી લાવેલ-પીટયા૦
નવસેરા હાર સાચા મોતીના સુંદર બંગડીયો માણેક મઢેલી
કુમકુમની ઝુમણું લાડવાઇ પહેરતી વંચા હું પાકી ભણેલી-પીટયા૦

**શ્રવણ--** ૧૪

સાચી કમાણી કરી આજ મેં સાચી કમાણી કરી
મહાન ભાગ્ય નાનું અમારાં શું તૃપદ સેવા મળી---આજ૦
કલ્પ વૃક્ષની છાયા સુંદર દુધમાં સાકર ભળી
કસ્તુરી કેશર ચંદનને કપુર દુકાનો કરી---આજ૦
ગૌ લોકની સાથે વૈકુંઠ સહેજે આવ્યું મળી
શ્રવણ સેવે પીતૃપદ પ્રેમે કાવડ કાંધે ધરી---આજ૦

# અંક ૨ જો.

---

**પ્રભાવતી—** ૧૫

સતીએ કરી પુજન સ્વામી તણું સંસાર પાર ઉતરવું
પુજન કરી પતીના ચરણ કમળનું ધ્યાન સદા સરવું (૨)—સતીએ.
ઉભય કુળની લાજ વધારી નિતી પંથે પળવું
શીયળ ધરી શ્રણગાર વિજયનું વહાલા સદા ભરવું—સતીએ.
પતી સાચા પરમાત્મા સત ધર્મ પર ધ્યાન
સતીએ પુજન સ્વામીનું એજ મોક્ષ કલ્યાણ—સતીએ.

**સાસુ, સસરો—** ૧૬

રંગતાળી રંગતાળી રંગતાળી લાગી મને રંગતાળી
ઓળગ બળીઆકાકા કરીએ તારી લાગી મને રંગતાળી
સોનાના ફૂલડાંને સોનાની ઝારી માનતા કરીએ રૂપાળી-લાગી૦

**મંગળા, અલબેલારામ—** ૧૭

ઉભીરે ઉભીરે માવડી મારી આ સામેલાં ઝાંઝાંને ક્યાં જાય છે
જાવાદે જાવાદે ઉતાવળે કાકાબળીયાની ઓળગ થાય છે
ખાખરો ઉપર કેમ પાઘડી પહેરી મારી છાતડી બળી બળી જાયછે
ઓળગ કરીને જઇ ઉતાવળે મારૂં હૈયું આનંદે ઉભરાય છે
( ઓળગ શાની ) ( દીકરી તારા મંદવાડની ) ( હું તો જીવું છું )
( હેં હેં ) ( હા હા )
રણુઝણીયું ગવરાવ્યું તેના બદલામાં એવડી ઓળગ લેવાય છે.

**માલતી—** ૧૮

અબળાના પાસા અવળા કહો કોણ કરાવે સવળા
સ્વામી કહે નથી નવરા અબળાના પાસા અવળા
રૂડી વસંતે કળી ખીલાવી રહ્યો મદન કમાન ચડાવી
રીસાણા રસીકજી ભમરા સ્વામી કહે નથી નવરા
કળી આલી મનાવા ચાલી સખીએ કાંઇ ધીરજ આલી
અલી બેઠા ફરીને અવળા સ્વામી કહે નથી નવરા

**જીવણીયો—** ૧૯

ગુણીયલ ગુરૂના શીષ્ય થઇએ સંસારીયામાં—ગુણીયલ૦
તેના દાસના દાસ બની રહીએ સંસારીયામાં—
વિદ્યાનું જ્ઞાન જ્યારે પુરૂ ના ભણાવે તેવા મેતાનો માર શીદ ખાઇએ
રાજાની ચાકરીમાં ભુખ નવ ભાગે ત્યારે તેના બોજા તે શીદ વહીએ—સંસારી૦
પૈસા પડાવી લેને રોગ ના મટાડે તેવા વૈદડાની ગોળી ના ખાઇએ
લીધું વળાવુ ને ચોર જ્યારે લુટે ત્યારે, તેની સંગાતે શીદ જઇએ—સંસારી૦
પારસમણી જો લોઢું કુંદન કરે નહીં તો પારસમણી કેમ તેને કહીએ
ઢોંગી ગુરૂથી કાંઇ ભ્રમણા ના ભાગે ભાઇ માળાના મણકા ખોઇએ—સંસારી૦

**વિદ્યાધર—** ૨૦

ધર્મને બહાને ધુતી ખાવાની ખાસ દુકાન આ મંદીર છે
ભોળા જનને ભરમાવાની કપટ બાજી આ સુંદર છે
આવે ભેટ જઇને ધરતા મુરખા મહંત તણે ચરણે
સંસારીને એકના સાંસા મહંત દશ નારી પરણે
કોણ તપાસે ઝીણી નજરે પોલમપોલ શું અંદર છે—ધર્મ.
જ્ઞાની પુરૂષને હરીનું પુજન સતીને પતીની છે સેવા

સપુત કુંવરને આ સંસારે માતપીતા મોટા દેવા
દીન જનોને દાન કરો એ સત્ય ધર્મ એકંદર છે—ધર્મ.

લાડવાઇ, ઠંઠનપાળ— ૨૧

હું છું ગુલાબી રંગ ગોરા જોરા નથી મારી જોડીનો
નામે બહ્યું નથી સારૂં ઠંઠનપાળ ડોગો ખોડીલો—હું છું.
દાડે દીવે તું રાંડ વધુ વધુ વડે મોતીની માળા આ કાગડાને કંઠે
ક્યાંથી કજારજા કરમે મળી તું કાડાલો જોઇ તને જાઉં બળી હું
નીકળ છટકેલી મારા ઘરમાંથી બહાર આ ચાલી જરી નથી
મારે દરકાર—હું છું.

શ્રવણ— ૨૨

અમૃતથી પણ અતી મીઠી લાગે માતપીતાની સેવા
જનની જનકના પદ પુજન તે મધુરા મધુરા મેવા—અમૃત.
સ્નાન ધ્યાન સંધ્યા તર્પણ કરી અગ્નિ હોમ સુધારે
પ્રેમે ન પુજે માતપીતા પદ વૃથા વખત તે ગાળે—અમૃત.
બ્રહ્મા વિષ્ણુ મહેશથી મહિમા માતપીતાનો ભારે
પ્રગટ પ્રભુ નીજ જનની જનકની સેવા સપુત સુધારે—અમૃત.

લાડવાઇ— ૨૩

નારી સુંદર હોય જ્યાં ત્યાં મુરખ ભરથાર
રંગીલા નરને મળે કુરૂપ સંખણી નાર
બધે છે એક ખોડ તો ખરી હું લાડવાઇ મને જોડી ના મળી
ચંપા કલી સુંદર સરસ ભમરો સુગંધી ના લહે
કંટક છતાં ગુલાબ કલી પર ભમરજી રાજી રહે
કસ્તુરી કાળા રંગની ઉત્તમ સુગંધી છે ભરી
હું છું રૂપાળી સુંદરી તે મુરખને પાસે પડી—બધે છે.

**લાડવહ—** **૨૪**

સખી હુ તો પ્રેમના પંથમાં પેઠી પ્રેમી મારો હૈયાહાર હીમની વીંટી—સખી.
ચંદ્રને ચકોર પ્રેમી મયુરને મેઘ પ્રેમી પ્રેમી કાયલડી આંબા ડાળ
પર બેઠી—સખી.
પ્રેમી મારો રસીયો એની પ્રેમી મન વસીયો મારે
પ્રેમી મારો તાલો હું તો રતી ને ચણોઠી—સખી૦

**ઠંઠનપાળ—** **૨૫**

એક અમી રસ ઘુંટડો પાઉંરે મિત્રો પ્યારા
ગુણવંતી ગીતા ભણાવું રે મિત્રો પ્યારા
સકળ શાસ્ત્રના સારે પીતૃભક્તિ ધર્મ સંસારે
પામો પદારથ ચારેરે મીત્રો પ્યારા
માતપીતારૂપી મેવા છે દેવ શીરોમણી દેવા
સહુ કરજો પીતૃ પદ સેવારે મીત્રો પ્યારા

**શ્રવણ, શંકર—** **૨૬**

સૌ દેવના પણ દેવ હે માહાદેવ શીવ શંકર તમે
ગાંધર્વ મુની કીનર્વ સુર નરનાગ આદી સૌ નમે
વીનતી શ્રવણ તણી સાંભળી સુચી ધર્મ સાચો સ્થાપજો
પીતૃભક્તિ ધર્મ પ્રમાણુની સાક્ષી સદા શીવ આપજો
પીતૃભક્તી ધર્મનો વિજય ધ્વજ સહુ વેદમાં વીખ્યાત છે
પીતૃભક્તી ધર્મનો વિજય ધ્વજ ત્રણુ લોકમાં પ્રખ્યાત છે
સદ્ શાસ્ત્ર દેવી પ્રમાણુથી શીધાન્ત સાચી ટેક છે
ચીન્તામણી સંસારમાં પીતૃભક્તી ધર્મજ એક છે.

# અંક ૩ જો.

---

**જંગળા, અલબેલારામ—** ૨૭

મરી ગઈ મરી ગઈ ઓય મારા બાપરે
વલુરા વીલાસ ચોળી મેળવ્યાં છે પાપરે—મરી૦
ચાણુક પરસાદની ચટણી જરા તું ખા
મરી ગઇ મરી ગઇ ઓય ઓય મારી મા
રંગતાળી ગવરાઇ ગઇ તે શું ભુલી
માફ કરો નાથજી મુરખી હું ભુલી
નવા જમાનાની નવી નવા વાતો
કુભારજા રાંડનો વાંસો રંગાતો

**અવણુ—** ૨૮

માનુ સફળ સકળ સહુ કાજ આજે દેવ મણું જયકાર
રમ્ય શીખર કૈલાશ ભુવનમાં ગીરીજા કંથ બીરાજે
નારદ શારદ ગુણુ ગણુ ગાવત તાળ પખાવજ વાજે—માનુ૦
ઇંદ્રચંદ્ર દીન કરમણી આરતી બ્રહ્મા સ્તોત્ર પઢાવે
વિષ્ણુ બજાવત રસીક બાંસુરી વેદ વીમળ યસ ગાવે—માનુ૦

**પ્રભાવતી—** ૨૯

છેલ્લા પ્રણામ છે સ્વામી આ દાસી તણા
મન મંદીરના વીસરામી દીનદાસી તણા
આહિમ બરફના સ્થાનમાં મુજ દેહ આ ગળી જાય છે

કૈલાસ શીખર સમીપ મારૂં મર્ણું આજે થાય છે
જગદીશ્વરા સતીધર્મ ધારી નાથની સેવા કરી
તે પુન્યથી મળજો મને સ્વામી શ્રવણુ ભવોભવ ફરી

**જીવણુ, માલતી—** ૩૦

આજ સુધર્યો સંસાર બધો મારો રસીલી પામ્યો રસીકા રૂપાળી
વારે રસીયા મોહનજી મન વસીયા હું દાસી તમારી વારે.
ચંદ્રબદન ઘેલી પ્રેમવારી શીંચેલી
મધુર વચન વીણાના નાદે નાચેલી
છબીલી બોલ મદન પાઠ ક્યાં તું શીખેલી
પ્રીતમ પ્રેમ શાળમાં શીષ્ય થઈ ભણેલી
વારે અલબેલી પ્રેમ ઘેલી મારી૦

**ઠંઠનપાળ—** ૩૧

દીવાનો થયો ડાહ્યોરે ઠંઠનપાળ
હું તો જુમનાજીમાં નાહ્યોરે ઠંઠનપાળ
ગંગા નાહ્યો ગોમતી નાહ્યો નાહ્યો કાશી કેદાર
તરેવણીના ત્રટપર નાહ્યો હું તો લાવ્યો પદારથ ચારરે—દીવાનો૦
ગુરૂગમ પાયો ભક્તિ કમાયો લાયો લાખેણી નાર
માતા પીતા તણી સેવા શીખી આવ્યો હું તો આનંદે ઠંઠનપાળરે—દીવા૦

**શ્રવણુ—** ૩૨

આવી અવધપુરી સુખદાઇરે આ સુંદર સરયુ કીનારે (૨)
ત્રટ સુંદીર ગંભીર વહેવારી ઉપવન શોભા શોભે સારી

